# શાહજહાં



રંગભૂમિ પ્રબંધક

**શ્રી જીવન વિકાસક વૃંદ.**

આદ્ય લેખક:

**બંગકવિ સમ્રાટ દ્વિજેન્દ્રરાય.**

અનુવાદક:

**ઝવેરચંદ મેઘાણી.**

**મૂલ્ય ચાર આના.**

પ્રસિદ્ધ કર્તા :-

**લાભશંકર ગૌ. ભટ્ટ**

મંત્રી

**શ્રી જીવન વિકાસક વૃંદ**





યુનીવર્સલ પ્રીન્ટીંગ હાઉસમાં નાની કેશવલાલ માધવજીએ
મંત્રી શ્રી જીવન વિકાસક વૃંદ માટે છાપ્યું.
૨૭, ન્યુ ક્લોથ માર્કેટ. બંદર ગેટ. કરાચી.

## મનોરથની સફળતા.

નબળા શરીરને બળવાન બનાવવાનો મનોરથ

અમૃતતુલ્ય પ્રખ્યાત

# આતંક નિગ્રહ ગોળીઓનું

સેવન કરવાથીજ સફળ થાય છે.

શારીરીક શ્રમથી શરીર ઘસાય છે અને માનસીક શ્રમથી મગજ નબળું પડે છે પણ જો **આતંક નિગ્રહ ગોળીઓનું** સેવન ચાલુ હોય તો શરીર અને મગજ એ બન્નેની ઉપર નબળાઇ ઘસારો કરી શકતી નથી. થોડી પણ કસરત નહીં કરનાર અને હદ ઉપરાંત મહેનત કરી થાકી જનારા એ બન્ને પોતાની પાચનશક્તીને વીંખી નાખી હેરાન થાય છે. તેવાઓને માટે

આતંક નિગ્રહ ગોળીઓનું સેવન અમૃત સરખું ફળદાયક છે.

**કિંમતઃ—ગોળી ૩૨ બત્રીસની ડબી ૧ નો રૂા. ૧ એક**

એક ડબી ૧૬ દીવસ ચાલે છે મહીને માત્ર બેજ રૂપીઆનો ખરચ

**અને લાખો રૂપીઆથી પણ વધારે**

**કિંમતી તદુરસ્તીના લાભ.**

## વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી

આતંક નિગ્રહ ફાર્મસી,

બંદર રોડ-નવી મ્યુનીસીપાલ બીલ્ડીંગની સામે,

કરાચી.

# નિવેદન.



કરાચીની રસજ્ઞ પ્રજા સમક્ષ શ્રી જીવન વિકાસક વૃંદ આજે જે નાટક ભજવે છે તે બંગ સાહિત્યના નાટ્ય સમ્રાટ કવિવર દ્વિજેન્દ્રલાલ રોયની અમર કૃતી છે, અને સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ લેખક રા. રા. ઝવેરચંદ મેઘાણીએ એને અનુવાદીત કરેલ છે. પ્રસ્તુતઃ નાટક એટલું સુપ્રસિદ્ધ છે કે તેના માટે વધુ કહેવું એ સોના ઉપર ઢોળ ચડાવવા જેવું છે. એવું ઉત્તમ નાટક આજે રંગભૂમીની સુધારણ અર્થે પ્રયાસ કરતા અનેક સુશિક્ષિત અને સંસ્કારી નવયુવકોના સહકારથી તમારી સમક્ષ રજુ કરતાં અમને અત્યંત હર્ષ થાય છે. તમે કદાચ એમાં ધડાકા ભડાકા નહીં જોઇ શકો, શેર બાજીની રમઝટ નહીં જોઇ શકો, એવું એવું ઘણુંયે નહીં જોઇ શકો. પરંતુ સાથે સાથે વાકયે વાકયે ઉચ્ચ કોટીનું સાહિત્ય તો જરૂર જોઇ શકશો. શબ્દે શબ્દે કલા અને ભાવના આછી સ્વરૂપે નિહાળી શકશો. કવિત્વભર્યું ઉચ્ચ સંગિત ઘડીભર દિલ બહેલાવી મુકે એવુ—સંગિત તો જરૂર સાંભળી શકશો. છતાંયે એમાં ત્રુટીઓ ઘણીયે નજરે પડશે. પરંતુ એ ત્રુટીઓ મૂળ નાટકની નહી, પરંતુ અમારી છે. ધંધાદારી નાટક કંપનીઓ સાથે અમને સરખાવવા જશો ત્હો તો ન્યાય અમને નજ મલી શકે. એક નાટક કંપની જર અને જહેમતને ભોગે ગમે તેવી અગવડતાને સગવડતામાં પલટાવી શકે છે. ત્યારે એમેચ્યોર્સને સ વડતાને ભોગે અગવડતાઓ આવી મલે છે. છતાંયે આ નાટક રંગભૂમી ઉપર લાવવામાં મદદ કરનાર બંધુઓની સંખ્યા કાંઇ ન્હાની નથી. સ્ટેજ ડાયરેકટ તરિકે પ્રખ્યાત થયેલા રા. જગજીવનદાસે વૃંદના મેમ્બર બની આ નાટક ડાયરેકટ કરવામાં જે મહેનત લીધી તે ન મલી હોત તો નાટક જે સ્વરૂપે બહાર પડયું તે પણ ન પડત. મ્યુઝીકલ ડાયરેકટર્સ તરીકે રા. રા. ભાઇ અમૃતલાલ એન. દવે તથા રા. જગજીવન માવદીયા અને સીનેરી ડાયરેકટ તરીકે રા. રા. રમણીકલાલ જે. ઠાકર એમ.એ.એ.એસ. એ બધાએ કરેલી મદદ ન ભૂલી શકાય તેવી છે. તે શીવાય રા. ગણપતરાય ચૌહાણ માસ્તર રા. ભગવાનદાસ માસ્તર વિગેરે કેટલાક ભાઇઓની મદદની નોંધ લેતાં અમને હર્ષ થાય છે.

છેલ્લે એક વ્યક્તિ કે જેણે છેલ્લી ઘડીએ આવી અમારી મુસીબતો ઉઠાવી લેવામાં પોતાની સર્વ શક્તિઓને ખરચી નાખી છે, તે વ્યક્તિ તે રા. જયંત આચાર્ય. રસભર્યાં ગીતોના રચનારા અને એવીજ રસીકતાથી ગાનારા તરીકે તેમનું નામ સુપ્રસિદ્ધ છે. પ્રસંગને અનુરૂપ ગાયનો નહીં પણ રસ ગીતો રચી, એજ ગીતોનો ઘણો ખરો ભાગ ગાવાની જવાબદારી પોતાના શીર પર ઉઠાવી લીધી છે, તેની નોંધ લીધા વગર તો આ નિવેદન અધુરૂંજ ગણાય.

સાહિત્ય અને કલાના વિકાશ અર્થે ભજવાતા આ નાટકની પાછળ, અમારા અન્ય ઉદ્દેશો બર લાવવા માટે આર્થીક અગવડતાને પહોંચી વળવા સિવાય બીજો કોઇ હેતુ છે એમ માનવાની ભૂલ ન કરવા વિજ્ઞપ્તિ છે.

છેલ્લે અનેક મુશીબતો વેઠી તમારી સન્મુખ રજુ કરેલા આ નાટ્ય પ્રયોગમાંથી આપને કંઇક પણ આનંદ મલશે તો એટલીએ સાર્થકતાની યાદ અમારે મન સંતોષની વાત ગણાશે.

**તા. ક.** આકસ્મિક કારણોને લઇને નક્કી કરેલા વખતે તમારી સમક્ષ રજુ કરવા ધારેલો આ નાટ્ય પ્રયોગ એક મહિના પછી રજુ થાય છે. દરમ્યાન કરાચીની રસજ્ઞ પ્રજા સમક્ષ અમે વધુ સામગ્રી પિરસવાની સગવડ કરી શક્યા છીએ. મૂળ નાટકમાં હાસ્ય રસ બહુ ઓછો છે. અને છે તે પણ એટલો છુટો છુટો વેરાયલો છે કે શોધવા જતાં ભૂલ થવાનોજ સંભવ રહે. એથી રા. જયંત આચાર્યે ખૂબ મહેનત લઇને તદ્દન ઓરીજીનલ અને નવીજ દિશા સુચવતુ કોમીક લખી નાટ્યરસીક જનતાને હસવવા માટે નવીજ સામગ્રી પીરસી છે.

ચોપડી છપાઇ જવા પછી આ ઉમેરો કરવો પડેલ હોવાથી અમુક પ્રવેશો આગળ પાછળ મુકવા પડ્યા છે. પ્રેક્ષક ગણ એ સુધારીને વાંચી લેવાની ઉદારતા દાખવશે. **सुज्ञेषु किं बहुना.**

**મંત્રી**

**શ્રી જીવન વિકાસક વૃંદ.**

તા. ૩૦–૧૧–૨૯.

# પાત્ર પરિચય

## પુરુષ પાત્રો

**શાહજહાં**......વૃદ્ધ ભારત સમ્રાટ.

| | | |
|---|---|---|
| **દારા**...... | શહેનશાહનો વડો પુત્ર | શાહજહાંના ચાર પુત્રો |
| **સુજા**...... | ,, બીજો ,, | |
| **મુરાદ**...... | ,, ત્રીજો ,, | |
| **ઓરંગઝેબ** | ,, ચોથો ,, | |

**સુલેમાન**......યુવરાજ દારાનો પુત્ર

**સીપાર**...... ,, ,, ,,

**મહમદ**......ઔરંગઝેબનો પુત્ર

**મિરજુમલા**...ઔરંગઝેબનો પ્રધાન

**શાયસ્તખાન**... ,, સેનાપતિ

**જીહનખાં**......સુબેદાર

**શાહનવાજ**... ,, (ઔરંગઝેબનો સાસરો)

**દિલેરખાં**...... ,,

**જશવંતસિંહ**......જોધપુર નરેશ

**જયસિંહ**......જયપુર નરેશ

**દિલદાર**......મુરાદનો વિદુષક

## સ્ત્રી પાત્રો.

**જહાનઆરા**......શહેનશાહ શાહજહાંની પુત્રી

**નાદિરા**......યુવરાજ દારાની પત્નિ

**પ્યારા**......સુજાની પત્નિ

**જહુરત**......યુવરાજ દારાની પુત્રી

આ ઉપરાંત બાળાઓ, વારાંગનાઓ, સીપાહીઓ, જલ્લાદો ભરવાડ વિગેરે વિગેરે.

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# શાહજહાં.

નાટકનો ટુંક સાર.



## અંક પહેલો.

### મંગળાચરણ.

ઇતિહાસ વિધાત્રી, રસકલા અને પ્રેરણા સાથે જગતની યાત્રાએ પધારે છે. ફરતાં ફરતાં યમુના તિરે ઉભેલા શાહજહાંના પ્રેમ સ્મારક તાજમહાલ પાસે આવી પહોંચે છે. તાજનો ઇતિહાસ સાંભળતાં રસ-કલાને એ કૃતિ સાહિત્યમાં ઉતરે તો કેવું સારૂં એવી ઇચ્છા થાય છે. એજ વખતે બેંગાલના સુપ્રસિદ્ધ નાટ્ય સમ્રાટ દ્વિજેન્દ્રરોય તાજની યાત્રાએ આવે છે. પ્રેમના ભવ્ય સ્મારકને જોતાંજ એનું અંતર નમી પડે છે. જગતની અમરકૃતિને સાહિત્યમાં અમર કરવાની પ્રતિજ્ઞા લઇ ત્યાંથી વિદાય લે છે, ઇતિહાસવિધાત્રી વિગેરે તેને આશીષ આપી પ્રેમના અથંગ પુજારીના ગુણગાન ગાતાં ત્યાંથી વિદાય થાય છે.

### પ્રવેશ ૧લો.

### સ્થળઃ— આગ્રાનો રાજ્ય મહેલ.

આગ્રાના રાજ્ય મહેલની અંદર પથારી પર અર્ધ સુતી અવસ્થામાં વૃદ્ધ શાહજહાં વિચાર કરે છે. યુવરાજ દારા રાજ્ય પરિસ્થિતિ સમજાવે છે, તથા સુજા મુરાદ તથા ઔરંગઝેબે કરેલા બંડની હકી કત સંભળાવે છે. શહેનશાહ તેને ભાઈ ભાઈ વચ્ચે લડાઈ ન કરવા સમજાવે છે. યુવરાજ દારા આ બંડને સમાવવા જવાની રજા આપવા વિનંતી કરે છે એટલામાં શાહજાદી જહાનઆરા આવી દારા તથા શાહજહાંને આ બંડ સમાવી દેવા ઉશ્કેરે છે. શાહજહાં ખિન્ન હૃદયે આજ્ઞા આપે છે. દારા બંડ સમાવવા રવાના થાય છે. પોતાની પુત્રી જહાનઆરાને આ કલહમાં ન પડવા વૃદ્ધ શહેનશાહ શિખામણ આપે છે,

## પ્રવેશ ૨જો

### સ્થળ :– મુરાદની છાવણી.

એશિયાનો સર્વ શ્રેષ્ટ ફિલ્સુફ નિયામતખાં દિલદાર તરીકે મુરાદની મુર્ખતા પર વિચાર કરે છે. મુરાદ પર દિલદારના કટાક્ષ ભર્યા વાણી પ્રહારો ઔરંગઝેબનું આવવું. મુરાદની પ્રશંસા કરવી તથા રાજ્ય ગાદીને લાયક મુરાદ સિવાય બીજુ કોઈ નથી એમ જાહેર કરવું મુરાદ ઔરંગઝેબની તારીફ કરતો કરતો ચાલ્યો જાય છે. શાયસ્ત-ખાનનું આવવું ઔરંગઝેબને, દારાને શહેનશાહ તરીકે સ્વીકારવા સમજાવવું ઔરંગઝેબ ધર્મનું ઝનુન ચડાવી શાયસ્તખાનને ભોળવવો.

## પ્રવેશ ૩જો

### સ્થળ :– સુજાની છાવણી.

સુજા પ્યારાને સુલેમાનની ચડાઈના સમાચાર આપે છે. પ્યારા સુજાની તમામ વાતોને મશ્કરીમાં ઉડાવે છે. સુજા પ્યારાનો પ્રેમ વિનોદ, અચાનક તોપોના અવાજ સુજાનું તપાસ કરવા જવું. પ્યારાનો ઉત્પાત, સુજા તથા પ્યારાનું નૌકામાં બેસી નાશી જવું. જયસિંહ, દીલેરખાં, સુલેમાન વીગેરેનું તેમને પકડવા આવવું.

— ટેબ્લો. —

## પ્રવેશ ૪થો.

### સ્થળ :– સુલેમાનની છાવણી.

ઔરંગઝેબના કાવત્રાના ભોગ થઇ પડેલ દિલેરખાં તથા જયસિંહની આપસમાં સંતલસ. શાહજાદા સુલેમાનના પોતાના પિતા હારીને નાશી ગયાના સમાચાર આપવા, જયસિંહની યુવરાજ દારાના ફરમાન સિવાય આગળ કદમ ન ભરવાની પ્રપંચી હઠીલાઇ. જયસિંહના પ્રપંચનું ખુલ્લું પડવું દિલેરખાનો દિલ પલટો તથા સુલેમાનને મદદ આપવાનો અડગ નિશ્ચય. જયસિંહનું તિરસ્કાર કરી આગ્રા તરફ સિધાવવું.

## પ્રવેશ ૪થો.

### સ્થળ :- રાજ્ય મહેલના કેદખાનાનો એક ભાગ.

તોપોના અવાજને શહેનશાહ શાહેજહાંનું યુવરાજ દારાના વિજય નાદ તરીકે માની લેવું. મહમદનું આવવું તથા એ વિજયનાદ દારાની વિજય પ્રાપ્તિના નહિ પરંતુ તેના પિતા ઔરંગઝેબની વિજય પ્રાપ્તિના છે તેમ સમજાવવું. પોતાના પિતાની આજ્ઞાથી તે હજાર સૈનિકો સહિત આગ્રાના મહેલનો કબજો કરવાને આવેલ છે, તેવો ખુલાસો. શહેનશાહની બહાર જવા દેવાની મહમદને આજીજી, ફક્ત બહાર જવાની ખાતર આખા ભરતખંડની શહેનશાહત આપવાની પ્રતિજ્ઞા મહમદની પિતૃ ભક્તિની ભવ્ય કસોટી શહેનશાહતને ખાતર પણ પિતાથી બેવફા ન થવાની મક્કમતા. જહાનઆરાની ઔરંગઝેબ તથ તેના પુત્ર મહમદની પિતૃભક્તિની સરખામણી. પુત્રદ્રોહથી હતાશ થઇ ગયેલ શાહજહાં જગતના પિતાઓને પિતૃભકત પુત્રો બનાવવાનો ઉપદેશ કરે છે. જહાનારા તેમને નકામ. પ્રલાપ ન કરવાનું સમજાવે છે. આખરે બાપ દીકરી બંનેનો સલ્તનતને ભાંગી ભુક્કા કરી નાખવાનો અડગ નિશ્ચય.

## પ્રવેશ ૬ઠો.

### સ્થળ :- મુરાદની છાવણી.

શરાબના પૂરમાં તણાઇ જતાં મુરાદ માટે દિલદારનો દિલમાં બળાપો. દિલદારનું મુરાદને ગંભીર અને કટાક્ષ ભર્યા શબ્દોમાં સમજાવવું. ઔરંગઝેબનું આવવું દિલદારના કટાક્ષને કળી જવું. વારાંગના તથા શરાબના શિશાથી ભોળા ભાઇને ભોળવી કેદ કરવો. દિલદાર સાથે ઔરંગઝેબનું જવું. મુરાદને આગ્રા મોકલવો.

## પ્રવેશ ૭મો.

### સ્થળ :- રાજ્ય મહેલનો એક ભાગ.

શહેનશાહને પોતાની હાલત માટે ખેદ. જહાનારાનું આવવું ઔરંગઝેબના દિલ્હીના સિંહાસને બેસવાના સમાચાર આપવા. શાહેજહાંનુ ન માનવું. છતાંયે કદાચ બને એમ માનવું. પોતાની પ્રજા વિષેના સમાચાર પુછવા. જહાનારાનું લોકોની સ્વાર્થાંધતાનું દિગ્દર્શન કરાવવું

કે "કાલે કદાચ સૂર્ય ઉગે નહિં અને તેને બદલે કોઇ પ્રચંડ દાવાનળ સળગી ઉઠે તો તેના અજવાળામાંયે તેઓ પોતાનુ કામકાજ સુખેથી કરવાના." "ઇન્સાન ખુશામદ ખોર છે. જે તેને રોટલાનો ટુકડો આપે તેનાજ કદમ ચાટતો પુંછડી પટપટાવે છે." એમ સમજાવવું પ્યાર નીતીના પૂજક વૃદ્ધ શહેનશાહને દુનિયાની દુર્જનતાનાં દર્શન.

## પ્રવેશ ૮મો.

## સ્થળ :– ઓરંગઝેબની કચેરી.

ઔરંગઝેબની રાજ્ય કચેરી જશવંતસિંહની જોધપુર પાછું જવા માગણી. ઔરંગઝેબની દગલબાજી. જશવંતસિંહની ઔરંગઝેબનું બીજી લડાઇમાં ઉતરવાનું આમંત્રણ. ભારત સમ્રાટ કોણ એ સંબંધી જશવંતસિંહનો પ્રશ્ન શાયસ્તખાનનું પાદશાહ તરીકે ગાઝી આલમગીરને જણાવવું. અચાનક શાહજાદી જહાનારાનું પ્રવેશ થવું તથા ભારત સમ્રાટ તરીકે શહેનશાહ શાહજહાંને વ્યક્ત કરવા. ઔરંગઝેબની જહાનઆરાને જનાનખાનામાં જવા વિનવણી. જો એ વિનવણી માન્ય ન થાય તો સરદારોને કચેરી છોડી જવા હુકમ કરવો. જહાનારાની મક્કમતા મહમદને શાહજાદીને ઉપાડી જવા હુકમ કરવો. મહમદની નિર્બળતા જહાનારા અજબ હુશ્યારીથી દરબારીઓને ઔરંગઝેબ વિરૂદ્ધ ઉશ્કેરી મુકે છે. અને સાચા શહેનશાહ શાહજહાં છે એમ બતાવી જય ઘોષ બોલાવે છે. ઔરંગઝેબ અજબ મુત્સદ્દીગીરી વાપરી દરબારીઓને ફેરવી નાખે છે. આખરે સૌ ઔરંગઝેબને શહેનશાહ તરીકે કબુલ રાખી તેના નામનો જય પોકારે છે. જહાનઆરા નિરાશાથી હતાશ બની જાય છે.

— ટેબ્લો. —

## અંક પહેલો સમાપ્ત.



# અંક બીજો.

## પ્રવેશ ૧લો.

### સ્થળ :— રજપુતાનાના રણની સરહદ

ધગધગતા રણમાં સિપારનું પાણી માટે ટળવળવું. નાદિરાની દારાને પાણી લઈ આવવા આજીજી. દુનિયાની આપત્તિ અને અન્યાયથી કંટાળી ગયેલા દારાની પિતા અને પતિ તરીકેની ફરજોની તિલાંજલી આપવી, અને નિષ્ઠુર બનવું. સર્વત્ર શયતાનિયતના દિગદર્શન કરવા. અને સર્વને મારી નાખી પોતે પણ આત્મ હત્યા કરવાનો નિશ્ચય માતા તથા બચ્ચાંનો પ્રેમ જોઈ પિગળવું. ફરી વખત ખુદા નથી એમ માની હત્યા કરવા તત્પર થવું. તેવામાં વૃદ્ધ ગોવાળનો પ્રવેશ. સર્વેને પાણી પાવું. સર્વશક્તિમાન પરમેશની અચર ચોકતાને અચ્છો ખ્યાલ.

## પ્રવેશ ૨જો.

### સ્થળ :— મુંગીરમાં સુજાનો રાજ્ય મહેલ

સુજાનું પ્યારાની મેળવાઈ વિગ્રહ સંબંધી સલાહ લેવા આવવું. પ્યારા પોતાના વિનોદી સ્વભાવ પ્રમાણે સુજાને મશ્કરીમાં ઉડાવે છે. તથા દુનિયાની વધારે જંજાળોમાં ન પડતાં તેને હાર્દિક પ્રેમનું દિલ સ્પર્શી વાણીમાં દિગદર્શન કરાવે છે.

## પ્રવેશ ૩જો.

### સ્થળ :— અમદાવાદ દારાની છાવણી.

ભટકતા દારાનું અમદાવાદ આવી પહોંચવું. પતિને દુઃખે દુઃખ અને સુખે સુખ માનતી નાદિરાનું પતિને આ લડાઈમાંથી નિવૃત્તિ લેવા આજીજી. પરંતુ દુનિયાથી દાઝેલા દારાની ગેરસમજણ અને પતિ પ્રેમનો તિરસ્કાર કરી ચાલ્યા જવું. જાહરત, સિપારનું નાદિરાને ગમગીનીનું કારણ પૂછવું. દારાને પોતાની થયેલી ભૂલનો ખ્યાલ આવતા પતિ પાસે ક્ષમાની યાચના કરવી. તેટલામાં ગુજરાતના સુબા અને ઔરંગઝેબ તથા મુરાદના સસરા શાહનવાજનું આવવું. તથા દારાને આશ્રય આપવા અને મરણ પર્યંત દારાની સાથે રહી લડવાની પ્રતિજ્ઞા કરવું.

## પ્રવેશ ૪થો.

### સ્થળ :–બિજુવામાં સુજાની છાવણી.

સુજા વ્યુહ રચના તપાસે છે તેવામાં પ્યારા પુષ્પમાળા સાથે આવી સુજાને પહેરાવે છે. પતિ પત્નિ વચ્ચે પ્રેમગોષ્ટી લડાઇના ભયાનક વાતાવરણમાંથી દૂર દૂર ખસતી બેલડીનું સ્નેહ સરીતામાં સ્નાન.

## પ્રવેશ ૫મો.

### સ્થળ:–અલ્હાબાદ ઔરંગઝેબની છાવણી.

જશવંતસિંહની શૌર્યતાપર આફ્રીન થતા ઔરંગઝેબનું બીજી દિશામાં લડાઇની તૈયારી થવાથી વિમાસણમાં પડવું. પોતાના પુત્ર મહમદ તરફ શક. મહમદનું આગમન. વૃદ્ધ શાહજહાંને કેદ કરી બીજા ભાઇઓને અન્યાય કરી અધર્મથી ઔરંગઝેબે ખુંચવી લીધેલ રાજ્યની રીતિએ પોતાના પિતા તરફની પિતૃભક્તિ આજે ગુમાવી દીધી છે એમ જાહેર કરવું. પિતા પુત્રની વચ્ચે ગરમાગરમ તકરાર. ઔરંગઝેબની પિતૃભક્ત રહેવા મહમદને શીખામણ મહમદની મક્કમતા.

## પ્રવેશ ૬ઠો.

### સ્થળ:–જીહનખાના રાજ્ય મહેલમાં દારાનો આરશે.

જહરતનો પોતાની સ્ત્રી તરીકેની નિર્બળતા પર બળાપો સિપરનું આવવું. સિપારને પિતૃભક્તિની ખાતર ખુની ઔરંગઝેબની છાતીમાં ખંજર હુલાવી દેવા ઉશ્કેરવું. સિપારનો હત્યા નહિ કરવાનો અડગ નિશ્ચય સિપારની બહાદુરી બદલ હરખાતી જહરત. સિપારનું જહરતને ખુદાપર અડગ ઈતબાર રાખવા તથા સબુરીથી મુસ્કેલીઓ સહન કરવા સમજાવવું. ખાનદાન પિતાના પુત્રની ખાનદાનીનું દિગદર્શન.

## પ્રવેશ ૭મો.

### સ્થળ :–જીહનખાંનો રાજ્યમહેલ.

દારા મરણ પથારીપર સુતેલી નાદિરાની માફી માગે છે. પોતાના પતિના દુ:ખમાં ભાગીદાર થઇ શકી એજ એનું સદ્ભાગ્ય છે એમ જાહેર કરતી નાદિરાનો બધાને જીહનના રાજ્ય મહેલમાં સુખી જોઇ પરંતુ સુલેમાનને ન મળી શકવાથી ખિન્ન થતી, દેહોત્સર્ગ દારા તથા

સિપાર જહરતનો વિલાપ, ત્યાં જીહનખાં આવી દારાને કેદ કરવાનો હુકમ કરે છે. દારા હસ્તે મ્હેરે હુકમને તાબે થતાં નાદિરાની લાશને લાહોર લઈ જઈ બાદશાહી પરિવારના કબ્રસ્તાનમાં દફન કરવા વિનંતી કરે છે. જીહનખાં કબુલ થતાં પોતે દારાને ન પકડે તો તેનો માલીક ઔરંગઝેબ કોપાય એમ જાહેર કરે છે. શોકનો અતિરેહ થતાં સિપાર રોઈ પડે છે. દુર્દૈવ સામે અટહાસ્ય કરતો દારા આ જોઇ ખિજાય છે. બબ્બે વખત દારાના હાથથી જીવતદાન પામેલ જીહનખાંની કુટિલતાનું દિગદર્શન.

— ટેબ્લો. —

**અંક બીજો સમાપ્ત.**



# અંક ત્રીજો.

## પ્રવેશ ૧લો.

### સ્થળ :- આગ્રાનો કિલ્લો, શાહેજહાંનો રાજ્ય મહેલ.

કેદી શાહજહાન પોતાની પર આવી પડેલી કમનશીબીનો વિચાર કરે છે. જહાનઆરા આવી દારા, જહરત અને સિપારના કેદ થયાના સમાચાર આપે છે. શહેનશાહનો કલ્પાંત પ્રજામાંથી કોઇએ દારાને સાથ ન આપ્યો તે ઉપર વિચાર કરતા શાહજહાંના મુખ પર આવતા પાગલતાના ચિન્હો. ઔરંગઝેબ દારાની હત્યા કરશે એવું વ્હેમાઈ ભુસ્કો મારી દારાને બચાવવા જવાની ઇચ્છા જહાનઆરાનું તેમ કરતા અટકાવવું. દુનીયા ખુશામતખોર બની ઔરંગઝેબના પક્ષમાં ભળી ગઇ છે એમ જણાવી જહાનઆરાનું આ મહેલમાં કોઇ તેઓનું સગુ નથી એમ સમજાવવું.

## પ્રવેશ ૨જો.

## સ્થળ :- ઔરંગઝેબનો મહેલ.

અદાલતમાં દારાને મોતની સજા થઇ છે, એ ઉપર વિચાર કરતો ઔરંગઝેબ. એકાએક દિલદારનું આવવું અને આ ઇન્સાફ નહી પરંતુ હત્યા છે. એમ જાહેર કરવું. ઔરંગઝેબનું ગુસ્સે થવું પરંતુ દિલદાર યુક્તિથી સમજાવતાં એ સાચુ કહે છે. તેવું કબુલ કરી શાયસ્તખાનને તેડવાં જવા દિલદારને હુકમ કરવો. શાયસ્તખાન તથા દિલેરખાનનું આગમન ઔરંગઝેબનું દારાના મોતનો ઇન્સાફ મળી ગયાનું (જાહેર કરવું) તથા પોતે તેને માફી બક્ષી છે એવું જાહેર કરવું. જીહનખાંનું ધર્મની રક્ષા કરવા ઔરંગઝેબને ઉશ્કેરવું. દારાને દેહાંત દંડની સજા ફરમાવતો ઔરંગઝેબ જીહનખાંના ગયા પછી ઔરંગજેબને આવેલી સાન.

## પ્રવેશ ૩જો.

## સ્થળ :- ખીજરાબાદમાંનું કેદખાનું.

સુતેલા સિપાર પાસે ઉભા રહી બનેલા બનાવોપર વિચાર કરતો દારા. દિલદારનું આવવું તથા દારાને મૃત્યુની ફિલસુફી સમજાવવી. દારાને દિલદારની પોતાનો પોશાક પ્હેરી નાશી જવા વિનવણી. તથા પોતાને મરવાની ઇચ્છા છે એવું જાહેર કરવું. દારાનો પોતાના બચ્ચાને છોડી ક્યાંઇ પણ ન જવાનો નિર્ણય જીહનખાનનું મૃત્યુના પયગામ સાથે આવવું. દિલદારનું આશ્ચર્યચકિત થવું દારાનો દિલદાર તથા સિપાર સાથેનો છેલ્લો મિલાપ તથા બહાદૂરીથી મૃત્યુને શરણ થવું. પિતા-પુત્રનો હૃદયભેદક કલ્પાંત.

– ટેબ્લો –

## પ્રવેશ ૪થો.

## સ્થળ :- દિલ્હી દરબાર.

ઔરંગઝેબ આવી સુલેમાનને તેના તરફ કોઇ પણ જાતની રહેમ બતાવવા બોલાવે છે પરંતુ સુલેમાન પોતાના પિતાના હત્યારા પાસેથી મળતી દયાને ઠોકરે મારી મૃત્યુને ભેટવાનો અડગ નિશ્ચય જાહેર કરે છે. ઔરંગજેબનું સુલેમાનને ખુદાની બંદગી કરી લેવાનું ફરમાન.

જરૂરતનું પુરૂષ વેષે દાખલ થવું તથા ઔરંગઝેબનું ખુન કરવા તૈયાર થવું. સુલેમાનનું તેને રોકવું તથા હત્યાના બદલામાં હત્યા ન કરવા સમજાવવું. ઔરંગઝેબનું જાહરત તથા સુલેમાનને કેદ કરવાનું ફરમાન.

— ટેબ્લો. —

## પ્રવેશ પમો.

## સ્થળ:—આરાકાનનો રાજ્ય મહેલ.

સુજા પીયારા હારીને આરાકાનના રાજ્યને આશ્રયે આવી રહેલ છે તથા તકદીરના તમાસાએ કરેલ પોતાની દુઃખી સ્થીતીપર વિચાર કરે છે “સુજા આરાકાન સર કરવા આવેલ છે” એવી રાજાએ ઉડાડેલી ખોટી અફવાની તેમજ તેમને આશ્રય આપવા બદલ રાજા પીયારાની માંગણી કરે છે એવા ખબર સુજા પીયારાને આપે છે આ સમાચારથી હૃદયમાં બળતીને દુઃખી થતી પરંતુ ઉપરથી માર્મીક હાસ્ય કરતી પીયારાને જોઈ સુજાને દુઃખ થવું ને આવી કઠોર મર્મવેધક મશ્કરી છોડી-ગંભીર બની આવેલ આફતની સામે થવા વિચાર કરવો. છેવટ રાજાની દુષ્ટ માગણીનો જવાબ આપવા બન્ને જણે સાથે ઉભી લડવું ને વીરોચીત મૃત્યુને ભેટવું એવો નિશ્ચય કરવો. આજે એમના જીવનની છેલ્લીજ રાત હોઈ સારી રાત જાગી આનંદ-પ્રમોદ કરવો કારણ યુદ્ધ હજુ સવારે છે.

## પ્રવેશ ૬ઠો.

## સ્થળ:—ઔરંગઝેબનું દિવાનખાનું.

ઔરંજેબનો અનુતાપ અને બેચેની પોતે કરેલા અન્યાયોથી જાગેલી ભ્રમણા, તેથી થયેલી તેની પાગલ જેવી સ્થિતી દિલદારનું આવવું તથા ઔરંગજેએ જે જે કર્યું તે સર્વ પોતાના સ્વાર્થ માટે કર્યું છે એમ જાહેર કરવું. ઔંગજેબનો રોષ. તથા ત્યાંથી ચાલ્યા જવાનો દિલદારનો હુકમ. દિલદારનું એશિયાના સર્વશ્રેષ્ઠ ફિલ્સુફ નિયામતખાન તરીકે પ્રસિદ્ધ થવું. ઔરંગજેબની અજાયબી. દિલદારનું ઔરંગજેબને ભાવી કથન.

## પ્રવેશ ૭મો.

### સ્થળ :— રાજ્ય મહેલના કેદખાનાનો એક ભાગ.

શાહજાદી જહાનઆરા તથા જહરત ઔરંગઝેબની પ્રપંચતા પર વિચાર કરે છે. શાહજહાનું પાગલ અવસ્થામાં દાખલ થવું તથા જહરતને પોતાની સાથે શાદી કરવા પુછવું. શહેનશાહને ફરી સાન આવવી. ઔરંગઝેબનું દાખલ થવું. શહેનશાહનું તેને ખૂન કરવા વિનવણી. ઔરંગઝેબનો પશ્ચાતાપ, તથા માફી માંગવી. માફી આપતો શાહેજહાં. જહાનઆરાનો માફી ન આપવાનો અડગ નિશ્ચય શહેનશાહની વિનવણી. બુઢ્ઢા બાબાને ખાતર માફી આપતી જહાનઆરા. ત્યાં પિતાની કરેલી દુર્દશાથી બળી જળી રહેલી જહરત આવી મ્હારા પિતાની ભયંકર ખૂનરેજી કરી જે સલ્તનત તેં પચાવી પાડી છે એજ સલ્તનત તારો કાળ બનજો " એવો ભિષણ શ્રાપ આપે છે.

**ભયંકર પાપની ભયંકર સજા અને પૂર્ણાહુતી.**

— ડ્રોપ. —



( કોમીક )

# પ્રહસનનાં પાત્રો.



| | | |
|---|---|---|
| બાપુ બંકાજી | ... ... | રતનગઢના અધીણી ઠાકોર |
| કપુરચંદજી | ... ... | તેમના કામદાર |
| માધુભા ... | ... ... | પાટવી રાજકુમાર |
| મી. ચટનીવાલા | ... ... | રાજકુમાર કોલેજના પ્રિન્સીપાલ |
| કટપીસ ... | ... ... | હોસ્ટેલનો બોય પીયુન |
| મી. એલ | ... ... | પોલીટીકલ એજન્ટ |
| રાયજાદી | ... ... | બાપુની રખાત ખવાસણ |
| મીસ કવિનીંગ | ... ... | એક ગુજરાતી હાફ કાસ્ટ સ્વછંદી છોકરી |

ઉપરાંત નાટકના એકટરો, જેલર, સીપાઈઓ વગેરે વગેરે




# અંક પહેલો

## પ્રવેશ ૩જા અને ૪થા પ્રવેશની વચ્ચે

## સ્થળ:– રતનગઢનો દરબારગઢ.

બાપનું નામ રાખવાની ગડમથલ કરતા બાપુ કામદાર પાસે પોતાની રખાત રાયજાદી માટે હીરાનો હાર ખરીદવા રૂા. ૩૦૦૦૦ માગે છે. કામદાર રાજની તીજોરીના તળીયા ઝાટક સમાચાર આપે છે ને બાપુને હારની વાત મોકુફ રાખવા કહે છે ત્યાં રાયજાદી આવી કામદારને, એવી સલાહ આપવા માટે ઉધડો લે છે. ત્યાં રાજનગરથી ખબર આવે છે કે ત્યાં રાજકુમાર કોલેજમાં ભણતા કુમાર માધુભા એક અંગ્રેજી બાળાના પ્યારમાં પડેલ છે અને પૈસા ઉડાવે છે. બાપુ એકદમ છડી સ્વારીએ કુમાર માધુભાની ખબર લેવા ઉપડે છે.

## પ્રવેશ ૬ઠા અને ૭માં પ્રવેશની વચ્ચે

## સ્થળ:– રાજનગરની રાજકુમાર કોલેજની હોસ્ટેલ.

હોસ્ટેલ બોય કટપીસ રાજકુમાર માધુભાની મ્યુઝીક ટીચર મીસ ડવિનીંગ સાથે વધતી જતી પ્રીતિની મિમાંસા કરે છે. ત્યાં બાપુ છડી સ્વારીએ આવી પહોંચે છે. મ્યુઝીક ટીચરને જોઈ બાપુનો ગુસ્સાનું થર્મોમીટર શૂન્ય ડીગ્રીએ આવી બેસે છે પણ બાપનું નામ રાખવા માધુભાપર હાસ્યજનક ગુસ્સો કરે છે ત્યાં કોલેજ પ્રિન્સીપાલ મી. ચટનીવાલા પણ આવી પહોંચે છે. દીકરાની વાટ ઉડાડી મુકવા માટે પ્રીન્સીપાલપર બાપુના લાલ ડોળા ઘૂરકે છે અને પ્રીન્સીપાલ બાપડા, બાપુને અફીણનો ઓવર ડોઝ થયો હશે એમ જાણી ચાલતી પકડે છે બાદ પોલીટીકલ એજન્ટને દીકરાના ભણતર વીશે ફરીયાદ કરવા બાપુ રવાના થાય છે.

# — અંક બીજો —

## પ્રવેશ ૩જા અને ૪થા પ્રવેશની વચ્ચે

## સ્થળ:– રાજનગરીની નાટકશાળા.

ખેલ જોવા આવેલા બાપુ અંગ્રેજી રીતભાતોથી ભડકી ઉઠે છે ત્યાં ખેલ શરૂ થતાં–એક અબળા પર જુલ્મ કરતા લંપટ પુરૂષનું દૃશ્ય જોતાં પોતે ક્યાં છે તે બાપુ ભૂલી જાય છે અને સ્ત્રીની રક્ષા કરવા તથા લંપટને શીક્ષા કરવા બાપુ તે લંપટનો પાઠ કરનાર એકટરને ગોળીએ દે છે. ટેબ્લો.

## પ્રવેશ ૬ઠા અને ૭માં પ્રવેશની વચ્ચે

### સ્થળ:- રાજગરની જેલ.

ખુન કરીને જબ્બરો દંડ ભરી ન શકવાથી જેલમાં મહેલ સમજીને દહાણું દહાતા બાપુ અંકાજી જેલરને મજુરી કરવાના બાદશાહી સાધનો લાવી દેવા માટે મૂર્ખતાભરી વિનંવણી કરે છે. ત્યાં કામદાર પોતાના બાપદાદાની પૂંજીમાંથી દરબારનો દંડ ભરી તેમને છોડાવવા આવે છે આવી જેલની મજા છોડી જવા માટે બાપુની આનાકાની. પણ માધુભા રાજા થશે અને રાયજાદીને દુઃખ થશે એમ જાણતા બાપુ ભડકી ઉઠે છે અને રતનગઢ જવા ઉપડે છે.

## — અંક ત્રીજો —

## પ્રવેશ ૫માં અને ૬ઠા પ્રવેશની વચ્ચે

### સ્થળ:- રતનગઢના રાજ દરબાર.

રાણી થવાના સ્વપ્ના સેવતી મીસ ટવિનીંગ તથા રાજા થવાના મનસુબા કરતા માધુભા. ત્યાં પોલીટીકલ એજન્ટ મી. એસ અલીને માધુભાને રાજગાદી સોંપવાની તૈયારી કરે છે. ત્યાં બાપુ અંકાજી કામદાર સાથે આવી પહોંચે છે. બાપુની ગાદી માટે તકરાર. એજન્ટ તેમની રૈયતની ફરીઆદો ધ્યાનમા લઈ બાપુને ગાદી આપવાની વિરૂદ્ધમાં જાય છે ત્યાં તો રાયજાદી આવીને જાહેર કરે છે, કે માધુભા તો ગાદી માટે બીલકુલ હક્કદાર છેજ નહીં કારણકે તે અંકાજીનો પુત્રજ નથી. એજન્ટ તેની સાબીતી માગે છે અને રાયજાદી દીવા જેવી સાબીતીઓ પૂરી પાડે છે. છેવટે એજન્ટ માધુભાને બીનહક્કદાર કરે છે અને એજન્ટ બાપુને સારી રીતે રાજ કરવાની સુચના આપી ગાદી પાછી તેમને સોંપે છે. બાપુ કામદાર તથા રાયજાદીને નવાજે છે અને માધુભા તથા મીસ ટવિનીંગને કાઢી મૂકે છે.



રાયજાદી:— (૧)

વાડીના ભમરા વેગળા રેજો,
કાળી તમારી જાત,
અમે તો ગોરાં ગલગોટાને,
તમારી નગણી નાત,
અમે તો પ્રેમના ઘેલાં
તમે તો મનના મેલા છો
તમે તો મનના મેલા છો........

બાપુ બંકાજી:—

ઓરાં તો આવો આમ ગોરાંદે,
કાનમાં કઇ દઉ વાત,
કાળા એટલાં કામણગારાં,
રૂપાળી લાગે ભાત,
અમે તો દીલ ગુલાબી
અમારે ઘેર નવાબી છે
અમારે ઘેર નવાબી છે........

મીસ ટ્વિનીંગ:— (૨)

રાજરાણી થવાની મને હામ છે રે,
મારા લવર પર મારી લગામ છે.
સહુને શીક્કા તો થશે—રાણીના નામના,
ચાલશે અમલ મહારાણીના ગામમાં,
રાજમાં મીઠાની તાણુ છે રે....મારા૦
જૂના જૂના નોકરોને—પાણીચું આપશું,
બધી ઓફીસમાં—લેડીઝને સ્થાપશું,
મર્દોને બબરચી બનાવશું રે....મારા૦
લેડી ટાયપીસ્ટ, લેડી પોલીસ, ડીટેકટીવો પણુ લેડીઝ
એડીટર, ડાયરેકટર જનરલ, જજ બેરીસ્ટર લેડીઝ
લેડી મેજોરીટી લાવશું રે,
બધા મર્દોને નખરે નચાવશું....મારા૦

મીસ ઇવિનીંગ:— (૩)

ફરશું મન ગમતા મિત્રોમાં
વૈભવ માણીશું નવ નવલા (૨)
જંજીર લગ્નના બંધનની
થઇ જાશે નાજુક ફૂલ-માળા
કંઇ નાઇટ-કલબોમાં, ગ્રીસ્ટ વીના (૧)
લગ્નો થાશે નીત નબરાળાં........
કંઇ ડાન્સ થશે-કંઇ ઓદસ વળી,
પાર્ટીઓની બહુ મોજ થશે,
લવ માર્કેટમાં નર નારીની,
લેવડ દેવડ દરરોજ થશે....ફરશું૦

માધુભા તથા મીસ ઇવિનીંગ— (૪)

નસીબ કેરૂં છપ્પર ફાટયું,
કાકા બળીયા કડકયારે
બાપુ અમને માફ કરો
બાપુ—ઉંદરના દરમાંથી બચ્યા,
બોર્ડીંગ મામા ભડકયારે
કામદાર—જઇને મંટડજાપ કરો,
મીસ ઇવિનીંગ—હવે માધુભા છેલ્લા સલામ રે
બાપુ—એણે બોળાવ્યું બાપનું નામ રે
મીસ ઇવિનીંગ—જાઓરે દીવાળીયા
બાપુ—માથે બાંધો ફાળીયાં
કામદાર—પછી ફાકો દાડીયા........નસીબ૦
મીસ ઇવિનીંગ—કેમ ઠાકોર જુઓને જરા આમરે
બાપુ—કરો માસીબા લ્યો રામ રામરે
મીસ ઇવિનીંગ—અરે રાયજાદી બા
બાપુ—હવે ટળો માસીબા
કામદાર—માલ નઠી વાટમાં...........નસીબ૦

શયતાનો ત્રાસે રે
એ મલીન માનવી શ્વાસે,
રગરગે દુષ્ટતા વાસે,
સ્મિતના વ્યભિચારો રે
સેવે ઝહેરીલી આંખે,
સૃજતાં સરજી એ દુષ્ટ છબી
નીજ સર્જનથી પ્રભુ કંપી ઉઠયો
"મુજ સુંદરતા હણનાર ઘડયો
નીજ હાથે" એમ રહ્યો પ્રલપી
નીજને અભિશાપે રે
ઘા પડયા આત્મ વિશ્વાસે
"દુનીયાથી શે જીરવાશે,
એ શીતળ આગથી રે
ગુણ સ્વપ્નો પ્રજળી જાશે"....શયતાનો૦






# અંક પહેલો.



### યશગીત

રહો અમર હો ધામ મનુજ કુલના          અહો.
શું કરવા સુખ એકલવાયાં
જડ જીવન અમરાપુરનાં ... ... અહો.
જ્યાં આશામાં મધુરી નિરાશા
ધન્ય જીવન એ ધરતીના ... ... અહો.

**રસદેવીઓ—** (૨)

હાં......દીલના દરીયાવ
ભૂલ્યા દુનીયાના દાવ
મૂકયા વ્હેતાં નીજ નાવ
પ્યારના પ્રવાહમાં
જાણતાં છતાં ઝુકાવનાર એ પ્રપંચમાં
પ્રેમ મૂર્તિએ પીધાં ઝહેર પુત્ર ડંખના
પુત્ર ઘાતી નિર્દયને તોયે આપે ક્ષમા
એ તો શાહેજહાં

કુલની વેલીના કુસુમ વીણી વીણી હોમનાર
સ્વાર્થની સહસ્રમુખી આતશ સંતોષનાર
એને સંતાપ વિષ વ્યાપે ન મળે ઉતાર
હો હો આત્મનાશ
હાં......કુલનો અંગાર
ભુલ્યો પ્રેમના પ્રભાવ
ડુબ્યાં જીવનનાં નાવ
સ્વાર્થ સહેલગાહમાં......હાં

**દિલદાર—** (૩)

દીસે છે તાજને તખ્તો બધામાં માત્ર શયતાની
જગત નીચે મહા વ્યાધી, કરાવે કંઇક કુરબાની
બુઝાવે સ્નેહ અંગારા, સીતમગર તખ્તના લોભી
છતાંયે રક્ત તર્પાની, અગન ક્યાંથી બુઝાવાની
વધેરી શીશ કુલ જનનાં, પુરાવે રાજ્યના પાયા
કહો એ શહેનશાહીની, ઇમારત કેમ ટકવાની

**પીયારા—** (૪)

ઘૂમે ગગન ઘનસ્યામ
ચૂમે ભોમ—જલધાર—ઘૂમે ગગન
જલ વરસો ઇન્દ્રાધાર
જલન જલે જોબન જ્વાળા
કરો શમન ગ્રીષ્મતાપ
અમી ઝરણુ ! અભિરામ—ઘૂમે ગગન

**પીયારા—** (૫)

સાખી એ નયનોનાં નુર નાથ નહીં અળસાવશો
પ્રેમ પરાધીન પ્રાણ તરૂણીના તલસાવશો
હેતનાજ મોતીડાં ચરેલી રાજ હંસલી
હો રાજ હંસ મોતીડા ચરાવજો.

હાસ્યના સરોવરે રમેલી રાજ હંસલી—હેતનાંજ
રાજ રૂડી ચંદનીના રાજ ભલે આથમે
સર્વ કમલ વેલડી સુકાય ભલે આ સમે
રણ અને સરોવરે, દવબળે સ્થળે સ્થળે
પ્રેમનાં પ્રભાત મારાં અમર હો
કંથ નિકટ સ્વર્ગ પ્રગટ વિકટ રાન કંટકે—હેતના.

દિલેરખાં— (૬)

કંઇક ખજાના માણના જન ધન્ય જીવનની યાદમાં
મસ્ત ડોલતા એ મસ્તાના એ સંગીતના નાદમાં
મોતીડ કાઢે મરજીવા
વેચાતા નહીં એ અણમૂલા—ધન્ય૦
આ દુનીયાની હુંડી એ તો પર દુનીયામાં પરખાશે
ધરખમ પેઢી છે પ્રભુજીની પૂરી ત્યાં એ ચૂકવાશે.

વીરાંગના— (૭)

મોહે સોને નદે મન મોહનજી
અરસોંકી નીંદ મોરે નૈન ભરી હય:
નીશદીન નઇ નઇ નીકાલત બતીયાં,
ઉનકે નેનોંકી મોપે ગયબી અસર હય:
પીતી રહું સુરતીયાં—જાગું સારી રતીયાં.



# અંક બીજો.

નાદીરા— (૮)

વસમાં રણમાં ક્યાં જઈ ફરવાં,
અગન બળે ત્યાં રોમ જળે ત્યાં
ભૂમિ ઉકળે કોપાનળમાં......વસમાં રણમાં૦
અમ નિશ્વાસે જ્વાળા વરસે,
પ્રાણ નીકળવા તલસે તરસે
કંપે યમ અહીં સંચરવા...વસમાં રણમાં૦

પીયારા— (૯)

પેલાં આભ ઝરૂખે અભંગ
અનહદ સ્વર્ગનાં વાગે મૃદંગ;
હાં ધીરા હો ધારા હૈયા શા વાગે,
જગમાં પડે પડછન્દ
ધીનીકીટ ધીનીકીટ
મધૂરાં શા ગાજે;
આયુષ્યના આનન્દ......પેલાં૦
ઉરમાં આન્દોલન જાગે,
દેવોને દ્વારે જાવા;
અમૃત ગંગામાં ન્હાવા
અમરોના ગીતડાં ગાવા
આશાના કિરણ અનન્ત......પેલાં
(કવિ શ્રી ન્હાનાલાલઃ થોડા ફેરફાર સાથે)

પીયારા— (૧૦)

ચાર નયનોંને મસ્ત એ હીંડોળે,
એકબીજાને દંપતી હીંચોળે;
ચક્રવર્તીનાં તખ્ત નહીં તોલે,
પ્રેમ વીણા જ્યાં ગીત અમી ઢોળે...ચાર૦

પર્ણશાળામાં ગીતના રસાળા સ્વરે,
નિત્ય માણીશું વૈભવો વિશાળા ખરે,
સલ્તનતમાં તો જીવન રીઝાયા કરે...ચાર૦
મ્હારા હૈયાના ગુલશન ગુલાબી પ્રભુ,
દર્શિ બુલબુલને શય્યા બીછાવી મૃદુ,
મીટ માંડીને પીશું મધુરાં મધુ......ચાર૦

શાહનવાઝ— (૧૧)

એક પુણ્ય બસ થાય જીવનમાં
ઝાઝાં નહી અરમાન જીવનમાં......એક૦
પાપ રોગ નહીં લેશ હૃદયમાં,
નહી એ શૈતાની પરિચયમાં,
તો પીવા શાં ઔષધ કાલા......એક
નહી જાનાં જરી કંપે કાયા,
મત્યુ પછી લઇ જાય ખુદા જ્યાં,
નાવ ન ડૂબશે ભવરણમાં...એક૦

પીયારા— (૧૨)

કાં કરમાવો હસતાં મુખડાં
નયનો આ ચૂમી ચૂમી, વાતલડી ધીમી ધીમી,
પ્રણય રસીલા આવો આવો સુનાવો...કાં કરમાવો૦
છલછલતા મદપ્યાલા પીવરાવો
નીત નવરાવો નયન સુધામાં......કાં કરમાવો૦

પીયારા— (૧૩)

વરસે વ્હાલાનાં નૂર ચંદની ફુવારા
પ્યારા હો ન્યારા પ્યારા શરમાળાં
તરસ્યાં ઝીલે છે ઉર તેજો જલધારા
મીઠાં મરમાળાં—આછાં ઉજમાળાં
પૃથ્વીદેવીને ચંદ્ર કરતો અભિષેક હૈયાનો પાડવી ખજાનો
જ્યોત જળાધારીમાં નેહભરી નીતરે દર્શનીયે દેવનાં વિમાનો
પરીઓના ઉછળે કુણા કલેજા
ચંદનીના જ્યોતિર્જલ હસતાં હૈલે ચડયાં

ઝીલે ને દેવ જુગલ ઝુલતાં
તારલીયા પદ્મસમા ડોલે શી પાંખડી
ઘડીએ મીંચાય ઘડી ખુલતા
અમૃત સીંચાય આજ
હૈયાં ભીંજાય રાજ

**પીયારા—** (૧૪)

પતંગ હું પરવશ બની—પીવુ દીપકની સદાય પ્યાસી,
સ્નાન કરીને સ્નેહાનલમાં—ભસ્મ થવાની ભર અભિલાષી,
સજ્યાં આ દેહના દેવળીયાં
વસવા વ્હાલમને,
આંજીને નેહનાં અંજનીઆં
પુજું પ્રિયતમને,
દેવો જ્યાં જન્મી પોતે,
પૂજારી દર્દી દીલડાં,
પૂજન પંચામૃત પીતા.
દર્દો ત્યાં થાતાં દુગણાં,
આતશ અંગારા ચૂમી,
પ્રેમ નીજ પ્યાસ બુઝાવો
જુગજુગનાં આતમ—ઉંડાં,
ઘાયલ નીજ ઘાવ રૂઝાવો...હાં સજ્યાં.

**જહુરત—** (૧૫)

નમાલી નારી શીદ સરજાવી રે
નિર્બળ ને અજ્ઞાન...
બાલપણે એ કન્યા કેરો, માત-પીતાના સર પર ભારો
પરણે એને મૂર્ખ માનવી;
છાતી બાંધે પાણ, મૂરખડાં છાતી બાંધે પાણ...નમાલી૦
દેખી દુઃખ દાઝે દીલમાં પણ નિવારવા લાચાર
બ્હેતર સરજી હોત પશુ તો
કંઇ તો આવત કામ, જગતમાં કંઇ તો આવત કામ...નમાલી૦



# અંક ત્રીજો.

દિલદાર— (૧૬)

છે જુલ્મ એ ખુદાના, કહેતા જનો દીવાના,
એ જુલ્મમાં છૂપાયા, ભેદો તણા ખજાના,
કદીએ ન વ્યર્થ જાતાં—બલિદાન પુણ્યવંતા,
બલિદાનની છૂલીથી—કલ્યાણ જાગવાનાં...છે જુલ્મ૦
આવાં કઠોર મૃત્યુ—પ્રભુ ધામના અતિથી,
આવે ભલે અકાળે—સાથે થજો રવાના...છે જુલ્મ૦

પીયારા— (૧૭)

સાજન છેલ્લી વ્હેલી રાત
માણોને આવા અવસર નહીં આવે ફરી
હાસ્ય ખજાના આજ લૂંટાવી,
કાલે થાશું રવાના,
જાશું જીવનના મહાસાગરો—મૃત્યુનાવે તરી...સાજન.
આ દુનીયામાં ઉડતાં પંખી,
પંથી થાશું પ્રભુના,
જીવન જ્વાળાથી જાશું બચી—મૃત્યુ પંખે કરી...સાજન૦



જરૂર વાપરો ! મફત. જરૂર વાપરો !

**ફકત થોડા સમય માટે ગ્રાહકોને એક અમુલ્ય લાભ**

જુલાબની બીનસ્વાદી સહેલાઇથી લઈ શકાય તેવી ઉત્તમ દવા.

# કેસ્ટ્રોફીન.

(વિલાયતી એરંડીયાની ટીકડીઓ.)

જે માણસો વિલાયતી એરંડીયાનું તેલ જુલાબને માટે તેના ખરાબ સ્વાદને લીધે ન લઈ શકતા હોય તેને માટે આ કેસ્ટ્રોફીન કે જે તેના તદ્દન બીનસ્વાદીપણાને લીધે નાનાં બાળકો પણ સહેલાઇથી લઈ શકે છે આ કેસ્ટ્રોફીન હોજરીમાં

With ordinary Castor Oil

With Castophene Chocolates

Dont give your babies Castor Oil, It has nasty taste, Give them instead "CASTOPHENE" Sweet Castor Oil Chocolates.

OBTAINABLE EVERYWHERE

રહેલા આંતરડાંને જરા પણ ખરાબ ન કરતાં સહેલાઇથી તેમાં રહેલા કચરાને સાફ કરી આંતરને મજબૂત બનાવે છે

કિમત ૨૪ ટીકડીવાળી એક ડબીનો રૂ. ૧)

આ કુપન લઈ આવનાર માણસને તેનો નમુનો મફત

એજન્ટો:—જે. તીરથ અને કંપની, બંદર રોડ કરાચી.

# "DANCOW"




***For All Ages!***

***For all purposes!***

**Try a tin of this milk today. It costs you little, but out this advertisement and bring to us when a sample tin will be given to you.**

FREE OF COT

*Sole Distributors:—*

**MALIK HIRANAND & SONS.**

Bunder Road, ***KARACHI.***

સિંધના આગેવાનો કરાંચીને લીવરપુલ ઓફ ઈન્ડીઆ અને ક્વીન ઓફ એશીયાનો ...બ આપી ચુકયા છે પણ તે ખેતાબને ... રાખવા ભાવી પ્રજાને વ્યાપારી અને ...ણ કેવી રીતે ને કયાં આપવું તે ...ન હોવું જોઇએ.

## ...ામરસીઅલ કોલેજ

આ શિક્ષણના ફેલાવામાં સારો ફાળો આપ્યો છે અને આજે ચૌદ વર્ષની કારકીર્દી એની ઉત્તમતાનો પડઘો પાડે છે.

## કોરોનેશન કોમરસીઅલ કોલેજ

## કરાચી

એટલે સિંધની સંપૂર્ણપણે સ્વીકૃત સંસ્થા.